# અછાંદસ કવિતા હોય શકે?

## લેખ : ઉદય શાહ

સાહિત્યિક કૃતિને બે વિભાગમાં વર્ગીકૃત કરવામાં આવે છે; ગદ્ય અને પદ્ય. ગદ્ય અને પદ્ય એ બંને પ્રકારોમાં વિચારોની ઉચ્ચતા, અસરકારક રજૂઆત વગેરે પરિબળો મહત્વના છે; પરંતુ ગદ્ય અને પદ્ય વચ્ચેનો મૂળભૂત તફાવત લયબદ્ધતાનો છે. ગદ્યમાં લય જાળવવાનો નથી હોતો જયારે પદ્યમાં લય જાળવવો જરૂરી છે. છંદોના પ્રયોગ દ્વરા પદ્યમાં લય જાળવી શકાય છે અને પદ્ય એટલે જ કવિતા. આમ કવિતામાં લય જાળવવા છંદ પણ કવિતાનું મહત્વનું પરિબળ છે.

સૃષ્ટિના નિર્માણ પછી સૌપ્રથમ સૂરની ઉત્પત્તિ થઈ હશે અને સૂરમાં લય ભળવાથી તાલની ઉત્પત્તિ થઈ હશે. આપણે જોઈ શકીએ છે કે ઘણાં પશુ-પક્ષીઓ જુદા-જુદા પ્રકારના અવાજો કાઢતાં હોય છે અને એ સાથે નૃત્ય પણ કરતાં હોય છે. આ ક્રિયાઓમાં સૂર અને તાલનો જ સમન્વય હોય છે. પરંતુ પશુ-પક્ષીઓમાં ભાષાનો વિકાસ થયો નથી. સમગ્ર સૃષ્ટિનાં સર્જનમાં ફક્ત માનવ જાતિમાં જ ભાષાનો વિકાસ થયો છે. કાળક્રમે ભાષામાંથી ગદ્યનું નિર્માણ થયું હશે અને તેમાં લય ભળવાથી પદ્યનું નિર્માણ થયું હશે. આમ લયને જ પદ્યના નિર્માણનું મૂળભૂત કારણ ગણી શકાય તથા લયને જ ગદ્ય અને પદ્યના તફાવતનું પણ મૂળભૂત કારણ ગણી શકાય.

શાસ્ત્રોના નિર્માણ પહેલાંના સર્જનોનું અવલોકન કરીને અને એનાં આધારે નિયમો તારવીને શાસ્ત્રોનું નિર્માણ થતું હોય છે. ત્યારબાદ એ શાસ્ત્રોક્ત નિયમોને આધારે સર્જન પ્રક્રિયા આગળ વધતી જાય છે. સમયાંતરે સર્જનની સાથે-સાથે શાસ્ત્રનું સ્તર પણ ઊંચું જ જવું જોઈએ. આટલી પૂર્વભૂમિકા બાંધ્યા પછી હવે આપણે આ લેખના મૂળ વિષય પર આવીએ.

આજકાલ સાહિત્યના પ્રતિષ્ઠિત સામયિકોમાં અને પ્રતિષ્ઠિત કવિ-સંમેલનોમાં પણ કવિતાના નામે અછાંદસ રચનાઓ પ્રસ્તુત થતી રહે છે. આ અછાંદસ રચનાઓમાં લય જળવાતો હોય તો જ એને કવિતા ગણવી જોઈએ એવો મારો અંગત મત છે. અછાંદસ રચનાઓની રજૂઆત હૃદયસ્પર્શી હોય પરંતુ એમાં લય ન જળવાતો હોય તો એને કવિતા ગણી શકાય નહીં.

એકબીજાથી સંબંધિત અર્થસભર છંદોબદ્ધ વાક્યોના સંયોજનથી કવિતા રચી શકાય છે પરંતુ જે રચનામાં લયનો સદંતર અભાવ જ હોય એવા પ્રાસાનુપ્રાસ યુક્ત કોઈ ફકરાના

શબ્દોના ક્રમમાં કાવ્યાત્મક સ્વરૂપના ફેરફારવાળા વિભાજીત ઊભા સ્વરૂપને કવિતાની શ્રેણીમાં મુકવાનું વાજબી ન ગણાય. ઘણી અછાંદસ રચનાઓમાં તો પ્રાસાનુપ્રાસ પણ નથી હોતાં અને શબ્દોના ક્રમમાં પણ કોઈ ફેરફાર નથી હોતો; ફક્ત કોઈ ફકરાના વિભાજીત ઊભા સ્વરૂપને જ કવિતાની શ્રેણીમાં મુકી દેવામાં આવે છે. કવિ સંમેલનોમાં અછાંદસ રચનાઓની હૃદયસ્પર્શી રજૂઆત હોવા છતાં પણ કવિતા સાંભળવાની અનુભૂતિ ને બદલે ફક્ત વક્તવ્ય સાંભળવાની જ અનુભૂતિ થતી હોય છે કારણ કે અછાંદસ રચનાઓમાં લય હોતો નથી. અછાંદસ રચનાઓના વાંચન વખતે પણ એ ફકરા સ્વરૂપે ન હોવાથી ગદ્ય વાંચનની પણ અનુભૂતિ થતી નથી અને લય ન હોવાને કારણે કાવ્ય વાંચનની પણ અનુભૂતિ થતી નથી. જો લય જાળવવાનો જ ન હોય તો ગદ્ય અને પદ્ય રચનાઓમાં તફાવત શું? આ અછાંદસ રચનાઓ ફકરા સ્વરૂપે ન હોવાથી એને ગદ્ય પણ ગણી શકાતી નથી અને એમાં લય ન હોવાથી પદ્ય પણ ગણી શકાતી નથી.

હવે આ વાત ઉદાહરણ સાથે સમજવાનો પ્રયત્ન કરીએ. આ માટે સૌપ્રથમ ચાર વાક્યોનો એક ફકરો પ્રસ્તુત છે.

"કાલે રાત્રે ખૂબ જ એકાંત હતું. મેં મારી જાતને પુછ્યું 'તું કે કોણ છે તું? પુત્ર, મિત્ર, પતિ, પિતા કે એક માનવ છે? આખી રાત વીતી ગઈ, પરંતુ હું મને ન જડ્યો!"

ઉપરોક્ત ફકરામાં પુત્ર, મિત્ર, પતિ, પિતા ઉપરાંત અન્ય સામાજિક હોદ્દાઓ અને વ્યવસાયિક હોદ્દાઓ જેવું ઘણું ઉમેરી શકાય એમ છે પરંતુ ઉદાહરણ સ્વરૂપે પ્રસ્તુત કરવા માટે આટલું પુરતું રાખીને આગળ વધું છું. હવે ઉપરોક્ત ફકરાને શબ્દોની થોડી હેરફેર સાથે ઉભા સ્વરૂપે પ્રસ્તુત કરું છું.

કાલે રાત્રે
એકાંત હતું ખૂબ જ
મેં જાતને મારી
પુછ્યું 'તું
કોણ છે તું?
પુત્ર, મિત્ર, પતિ, પિતા
કે એક માનવ છે?
વીતી ગઈ આખી રાત
પરંતુ,
મને ન જડ્યો હું!

ઉપરોક્ત ઉદાહરણમાં લય જળવાતો ન હોવાથી એને કવિતાની કક્ષામાં મુકી શકાય નહીં. પરંતુ ઉપરોક્ત વાત નીચે મુજબ પ્રસ્તુત કરવથી લય જળવાશે અને તો જ એને કવિતાની કક્ષામાં મુકવાની શક્યતા રહેશે.

કાલે રાતે એકાંતે
પૂછ્યું ‘તું મેં જાતને મારી
કોણ છે તું?
પુત્ર, મિત્ર કે પતિ, પિતા છે
કે એક માનવ છે તું?
રાત વીતી ગઈ આખી તોયે
જડ્યો નહીં પણ મુજને હું!

ઉપરોક્ત ઉદાહરણમાં ગાગાગાગા સંધિના માત્રામેળ સ્વરૂપના એક કે તેથી વધુ અખંડિત અથવા ખંડિત આવર્તનો જોવા મળે છે. ગાગાગાગા સંધિનું ખંડિત સ્વરૂપ પણ જુદી-જુદી પંક્તિના છેલ્લાં આવર્તનમાં જ જોવા મળે છે અને તેથી જ લય જળવાય છે.

લય વગરની અછાંદસ રચનાઓને કવિતાનો દરજ્જો આપવાથી નવોદિતોમાં છંદશાસ્ત્રના અભ્યાસનું પ્રમાણ ખૂબ જ ઓછું થઈ જવાની અને કવિતાનું સ્તર ઊંચે આવવાને બદલે નીચે જવાની સંભાવના જ વધુ છે તથા અછાંદસ એ છંદના અભ્યાસ વગર કવિ તરીકે સ્થાપિત થવાનો **Shortcut** બની જવાની સંભાવના પણ ઘણી છે એવો મારો અંગત મત છે કે જેની સાથે સહમત અથવા અસહમત થવો સૌને પૂર્ણ અધિકાર છે.

**Uday Shah**
**(Singer – Music Composer – Poet)**
**Dadatattu (Sai) Street, Navsari – 396445, Gujarat – India.**
**Phone : (R) +912637255511 (M) +919428882632**

**Websites :**
**http://www.udayshahghazal.com/**
**https://sites.google.com/site/udayshahghazal/**
**https://sites.google.com/site/udayshahghazals/**
**https://sites.google.com/site/udayshahxyz/**